મુખની આકૃતિ વગેરે હબસીના જેવીજ થઇ તેના પતિએ આ સંબંધમાં વિજ્ઞાનવિદોની સાથે મળી વિચાર કર્યો ત્યારે સુક્ષ્મપણે અવલોકન કરતાં જણાઇ આવ્યું કે તેણે પોતાને ગર્ભ રહેલ તે વખતમાં હબસીઓને માથે પડતા જુલમ અને તેમની સ્થિતિ સુધારવાને માટેજ અખંડ વિચારો કર્યા હતા. વળી તેના દિવાનખાનામાં એક હબસીનું ચિત્ર હતું તેને પણ તે વારંવાર જોતી અને તેની દયા ખાતી આ કારણથી તેનું બાળક પણ હબસીના જેવુંજ થયું

આ પ્રમાણે સત્ય બની ગએલા એક નહિ પણ હજારો દાખલા અત્ર આપી શકાય તેમ છે. અને આ વાતની સત્યતા સિદ્ધ કરાય છે, આપણાં વૈદકગ્રંથોમાં પણ રજસ્વલા સ્ત્રીએ નાહીધોઇ પોતાના પતિના મુખની સામે જોવું એટલે બાળક પણ તેના જેવું થાય વગેરે બાબતો આ વાતના ટેકામાં જણાવી છે.

ગર્ભવંતી સ્ત્રીઓએ ગર્ભ રહ્યા પછી કેવા વિચારો ચલાવવાના છે તે હવે આટલા વિવેચનથી સ્પષ્ટ થયું હશે જ તેથી હવે તેમનું બીજી ઉપયોગની સૂચનાઓ ઉપર ધ્યાન ખેંચવામાં આવે છે.

ગર્ભ રહે ત્યાર પછી શરીરમાં આળસ આવે છે અને ખાવાનું ભાવતું નથી આને સામાન્ય શબ્દોમાં ' અભાવો ' પડયો એમ કહેવામાં આવે છે. આ વખતમાં સ્ત્રીઓએ ખાટા લીંબુનો ઉપયોગ નિત્ય કરવો જોઇએ. સવારના પહોરમાં એક કાચના ગ્લાસમાં પાણી લઇ પછી તેમાં એક આખું લીંબુ નીચોવીને પી જવું. આ પ્રમાણે કરવાથી મોઢામાં આવતી ચીક અને ઉલટીનો નાશ થશે. ખાવાનું ભાવતું ન હોય તો પણ આ પ્રયોગને આઠ દશ દિવસ કરવાથી ભુખ લાગે છે. ગર્ભિણીએ આ શિવાય નારંગી, સંતરા

વગેરે ફળોનો ઉપયોગ પણ જેમ બને તેમ અધિક અધિક કરવો જોઇએ. જેમ ફળો ખાવામાં આવે છે તેમ ગર્ભને વધારે ફાયદો થાય છે. તીખા તમતમાં મરી મરચાંવાળા ખોરાક ખાવાની પણ તેને ઇચ્છા થાય છે પણ એવા ખોરાકથી પોષણને બદલે નુકસાન થાય છે. આવા ખોરાકના અતિશય શેવનથી કેટલીક સ્ત્રીઓને ગર્ભપાત થઇ ગયાના દાખલા બનેલા છે. માટે એવા ખોરાકથી દૂર રહેવુંજ ઉત્તમ છે. પોષણ આપનાર સાત્વિક ખોરાકનેજ તેણે ખાનો જોઇએ* દૂધનો પણ તેણે જેમ બને તેમ વધારે ઉપયોગ કરવો જોઇએ.

ગર્ભિણી સ્ત્રીએ એમને એમ બેસી રહેવાની જરૂર નથી તેને થોડી કસરતની જરૂર છે તે તેથી કસરતનુ સેવન તેની પાસે કરાવવું જોઇએ. સ્ત્રીને ઘરનું કામ કાજ દળવુ, ખાંડવું, પાણી કાઢવુ એ સર્વ કસરત રૂપજ છે તેથી એવાં કામો ગર્ભિણીએ હમેંશા કરવાં જોઈએ. કેમકે તેનાથી શરીરમાં સુસ્તી આવતી નથી અને પ્રસવ પણ સુખ પૂર્વક થાય છે.

એવું જોવામાં આવે છે કે ગામડામાં રહેનાર અથવા ગરીબ હાલતની સ્ત્રીઓને પ્રસવ થાય છે ત્યારે બહુ કષ્ટ પડતુ નથી અને શહેરમાં રહેનાર પૈસાદાર સ્ત્રીઓને પ્રસવની પીડા બહુ ભોગવવી પડે છે. આ પ્રમાણે થવાનું કારણ શું હશે તે સંબધમાં વિચાર કરતાં પણ એકજ નિર્ણય થાય છે કે ગામડામાં રહેનાર અથવા

---

*સાત્વિક, રાજસ, અને તામસ ખોરાક કયા છે તે સંપૂર્ણ રીતે જાણવું હોય તો અમારા તરફથી પ્રકટ થએલું આરોગ્ય નામનું સચિત્ર પુસ્તક વાંચો મૂલ્ય ફક્ત દશ આના.

ચંદ્રપ્રકાશ ઓફીસ સુરત.

ગરીબ હાલતની સ્ત્રી ઘરનું કામકાજ જાતે કરતી હોય છે અને શહેરમાં રહેનાર પૈસાદાર સ્ત્રી બેસી રહે છે. તેથી આ પ્રમાણે બને છે. માટે ગર્ભિણી સ્ત્રીએ શરીરને કસરત મળે તેવાં કામો કરવાની અત્યંત જરૂર છે.

**કેટલીક ઉપયોગી સૂચનાઓ.** ગર્ભિણીએ અત્યંત જમવું નહિ. ખોરાક પણ જેમ બને તેમ સાત્વિક લેવો. ઉજાગરા કરવા નહિ. શરીરના વસ્ત્રો પણ તંગ ન પહેરતાં ઢીલાં પહેરવાં. હવા અને પ્રકાશવાળાં સ્થાનમાં રહેવું. મનની પ્રસન્નતા જાળવેલી રાખવી. શોક કરવો નહિ. પ્રકૃતિને માફક આવે તેમ ઠંડા અથવા ગરમ જળથી સ્નાન કરવું. આખા શરીરને બરાબર ચોળીને નહાવું. સદાચારી મનુષ્યના સંગમાં રહેવું. જળપાન આખા દિવસમાં પાંચથી સાત શેર સુધી કરવું. અને હમેશાં ઉચ્ચ વિચારને સેવવા.

આ પ્રકરણમાં લખેલા નિયમ પ્રમાણે ચાલનાર ગર્ભિણી સ્ત્રીને પ્રસવ વખત અત્યંત વેદના થતી નથી.

**સુવાવડ.** ગર્ભિણી સ્ત્રીએ નવમો માસ બેસે ત્યારથી ખાવાના પદાર્થોમાં ખટાશ બિલકુલ ન ખાવી. આવી વખતમાં ખટાશ ખાવાથી કેટલીક સ્ત્રીઓએ પોતાના જીવ પણ ખોયા છે. પ્રસવનો સમય નજીક આવે અને પેટમાં પીડ આવવી સરૂ થાય ત્યારે એકાદ હુંશીયાર દાઇને બોલાવવી. આવી સ્થિતિમાં ઘણી સ્ત્રીઓ એકઠી થઇ જાય છે અને પેલીને ગભરાવે છે માટે તેમ ન કરવા દેવાની સાવધાનતા તે બાઇના સંબંધીએ રાખવી. અતિશય સ્ત્રીઓનાં એકઠા થવાથી અને શોરબકોરથી પેલી સ્ત્રીનું ચિત્ત ઠેકાણે રહેતું નથી માટે ત્યાં શાંતિથીજ વર્તવું.

એવું કહેવામાં આવે છે કે ગર્ભાશયમાંથી બાળકનો પ્રસવ થવા પૂર્વે થોડો વખત વીણુ આવે છે. કેમકે તેની જરૂરીયાતજ છે. સાંકડા ગર્ભાશયમાંથી વીણુ આવે છે ત્યારેજ પહોળાશ થઇ બાળકનો પ્રસવ થઇ શકે છે. આ સ્થિતિ થાય છે તે વખતમાં ઘણી સ્ત્રીઓ ગભરાઈ જાય છે. પણ તેમ ગભરાવાનું કશુંજ પ્રયોજન નથી. કુદરત જાતેજ પોતાનું કામ આ બાબતમાં કર્યે જાય છે. તેમાં આપણે મનસ્વી તરંગોને વશ થઇ ડખલ કરવાની નથી.

બાળકનો પ્રસવ થઇ જાય ત્યાર પછી તેને બરાબર શુદ્ધ કરીને નહવડાવવું અને તેના શરીર ઉપરની ચીકાસ દૂર કરવી. પછી સુવાવડી બાઈને પણ ઓળ પડી ગયા પછી સ્નાન કરાવવું અને પછી સુવડવી પ્રસવ થવા પછી સ્ત્રીને એક બે દિવસ વેદના પુષ્કળ થાય છે. અને તેની પીડાથી પ્રસંગે તાવ પણ આવે છે. માટે કોઇ હોંશીયાર વૈદ્ય ડોકટરની દવા કરવી અથવા ઉકાળો પાવો. બાળકને જનમ્યા પછી ગળથુથી પાવી. અને ત્રણ દિવસ પછી સ્તનપાન કરાવવું.

સુવાવડીનો ઓરડો હમેંશા સાફ રાખવો. ત્યાં ધુપ વગેરે કરવો. અને હવાની અવર જવર માટે એકાદ બારી અથવા બારણું ખુલ્લું રાખવું. ઘણાં મનુષ્યો આ વખતમાં સુવાવડીને બંધ ઓરડામાં પુરી રાખે છે. કે રખેને પવન લાગે. વળી એટલુંજ નહિ પરંતુ ત્યાં ધૂણી સળગાવે છે. આ ટેવ અત્યંત નુકસાન કર્તા છે માટે તેનો ત્યાગ કરવાની જરૂર છે. હવા એજ જીવન છે. અને તેથી થોડી ઘણી તાજી હવાનો પ્રવેશ તો એ ઓરડામાં થવાજ દેવો જોઇએ.

---

## પ્રકરણ ૩૨ મું.

### બાળકો સંબંધી ઉપયોગી સૂચના.

---

બાળકનો જન્મ થયા પછી ત્રીજે દિવસે તેને સ્તનપાન કરાવવું એમ ગયા પ્રકરણમાં આપણે જણાવી ગયા છીએ. હવે આ સ્તનપાન તેની માતાએજ તેને કરાવવું જોઇએ.

આજકાલ કહેવાતા સુધારાવાળા સ્ત્રી પુરૂષોમાં એવો પવન ફુંકી ઉઠયો છે કે બાળકને માતાએ ધવડાવવુ તેમાં હલકાઇ છે. વળી બાળક ધાવવાથી માતાની તંદુરસ્તીને નુકસાન પહોંચે છે માટે ધાવ રાખવી. પણ આ વિચાર કરવામાં તેઓ અત્યંત ભૂલજ કરે છે. જેમના સ્તનમાંથી ધાવણ આવતું ન હોય અથવા સ્તનમાં કાંઇ પીડા થઇ હોય તો તેવી માતાઓ શિવાય બીજી દરેક માતાએ પોતાના બાળકને જાતેજ ધવડાવવું જોઇએ. કેમકે ધાવણમાં તે સ્ત્રીના ગુણો આવે છે. બાળકને ધવડાવતી વખત તેની માતાને જેટલો પ્રેમ આવે છે તેટલો ધાવને આવતો નથી. અને આવું પ્રેમ વિના ધવડાવેલું ધાવણ પ્રેમથી ધવાડેલા ધાવણની બરોબર પુષ્ટિ આપતું નથી.

બાળકને વધુમાં વધુ દોઢ વર્ષનું થાય ત્યાં સુધી ધવડાવવું જોઇએ. પછી ધાવણ મૂકાવી દેવું. અને તેને ગાયના દૂધ ઉપર રાખવું. અન્નનું સેવન પણ થોડું થોડું કરાવતા જવું.

બાળકને સરૂઆતથીજ નિયમિતતાનો પાઠ તેની માતાએ શિખવવાનો હોય છે. અને તે એકે તેને નિયમિત સમયેજ ધવડાવવું. નિયમિત સમયે ઉંઘાડવું વગેરે આ પ્રમાણે કરવાથી બાળકમાં નિયમિતતાની છાપ બેસી જાય છે. કેટલીક સ્ત્રીઓ ઘડી ઘડી પોતાના બાળકને ધવડાવ્યા કરે છે પણ તેનું પરિણામ સારૂં આવતું નથી. કોઈ દિવસ કાંઇ કામ હોય છે તો પણ તે બાળક કરવા દેતું નથી અને રડરડ કર્યા કરે છે. માટે આ બાબત પ્રથમથીજ સંભાળવું.

બાળક બોલતાં શિખે ત્યાર પછી તેની પાસે ઉત્તમ બોલ બોલાવવા. 'ભાઈ જા તારી બાને ગધેડી કહે' એમ પિતાએ અને 'ભાઇ જા તારા બાપને મૂર્ખ કહે' એમ માતાએ બાળકને કોઈ પણ દિવસ કહેવું નહિ. આવી ટેવ ઘણાં મનુષ્યોમાં હોય છે. અને તેઓ આમ કહેવડાવી પોતાના મન સાથે આનંદ માને છે પરંતુ એમાં આનંદ માનવાનુ નથી. આવી સામાન્ય ટેવ બાળકને મહા અનર્થમાં ઉતારનાર થઇ પડે છે. માતપિતાએ બાળકની આગળ વાત પણ સભ્યતાથી કરવી. સાચે સાચું બોલવું. અને ધર્મને અનુસરીને ચાલવું. વાત કરતી વખત માતપિતાએ મશ્કરીની ખાતર પણ જૂઠું ન બોલવું કેમકે તેથી બાળક પણ તેવી ટેવ શીખે છે.

બાળકની આગળ સારાં ભક્તિનાં, નીતિ, અને, ધર્મ સંકળ ભજનો ગાવાં. બની શકે તો તેમને પણ શીખવવાં. સવારના પહોરમાં ઉઠીને તરત દાતણપાણી વગેરે કરી સ્નાન કરવાની ટેવ પાડવી. પછી તેમને જરા નાસ્તો આપવો. ઇશ્વરની પ્રાર્થનામાં તેમને રોજ બેસાડવાં. અને જે તે રીતે તેનામાં ઉત્તમ સંસ્કારને નાંખવા

કહેવામાં આવે છે કે બાળક પોતાની આખી જીંદગી સુધીમાં જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તેનાં કરતાં પણ અધિક જ્ઞાન તેને માબાપના સહવાસથી મળે છે માટે સુજ્ઞ માબાપે આ બાબત ખાસ ધ્યાન આપવાનું છે.

**બાળકો આગળ કેવીવાત કરવી?**

બાળકોની આગળ હમેંશા નિર્ભયતાનીજ વાત કરવી. ભાઈ છાનો રહી જા નહિ તો હમણાં ભૂત આવશે એવી બીક બાળકોને કદી પણ ન બતાવવી. આવી બીક બતાવવાથી બાળકોમાં બીકના સંસ્કાર દૃઢ થઇ જાય છે. માટે ભૂત પ્રેત કે કાકણની વાત કહી બાળકને બીવડાવવાનો પ્રયત્ન કદી પણ કરવો નહિ.

**બાળા ગોળી.**

બાળકને નિયમિત સમયે ધવડાવવાની ખવડાવવાની વગેરે ટેવ પાડવામાં આવે છે તો તે રડતુંજ નથી.પરતુ તેને નિયમિત રાખવામાં નથી આવતુ તો અત્યંત રડે છે. આવી વખતમાં માબાપ તેને અફીણ-વાળી બાળાગોળી આપે છે. પરંતુ નાનાં બાળકને અફીણ આપવાથી તેમની બુદ્ધિ જડ થઇ જાય છે. અફીણ એ એક ઝેર છે. અને બાળકના કુમળા મગજ ઉપર તે અત્યંત ખરાબ અસર કરે છે. માટે એવી અફીણવાળી બાળાગોળી અથવા એવીજ બીજી કોઇ કેફી ચીજ ન આપવી.

નિયમિતતાની જો બાળકને ટેવ પાડી હોય છે તો તે રડતાંજ નથી. છતાં રડે તો જાણવું કે તેમને કાંઇ પણ રોગ થએલો હોવો જોઇએ. તે વખતમાં બાળકને જે રોગ થયો હોય તેની

ચિકિત્સા કરી દવા આપવી.

**ખાવાનો નિયમ.** બાળકને નિયમિત ખાવાનું આપવું. ઘડીમાં આ ને ઘડીમાં તે ખાવાનું ન આપવું. આટલા મમરા ખાધા તેમાં શું થઇ ગયું ? અને આટલા ચણા ખાધા તેથી શું ? એવા વિચાર કરી બાળકને ખાવાનુ હદ વગરનું અપાય છે. પણ તેનાથી બાળકને લાભને બદલે નુકસાનજ છે. બજારમાં વેચાતી પૈસાની પચાસ ટીકીડીઓ વગેરે બાળકને આપવી તે પણ નુકસાનકારીજછે. માટે એવી ચીજો તેને ન આપવી. ખાંડવાળા પદાર્થો જેમ બને તેમ ઓછા ખાવા આપવા. કેમકે ખાંડના વિશેષ સેવનથી તનદુરસ્તીને-જેમાં વિશેષ કરીને બાળકની તનદુરસ્તીને નુકસાન પહોંચે છે.

**બાળકોની ભુલ કેવી રીતે સુધારવી** મનુષ્ય માત્ર ભુલને પાત્ર થાય છે. ત્યારે બાળકો થાય તેમા શી નવાઈ ! પરંતુ માબાપે બાળકે ભુલ કરી હોય તો તેને તેની ભુલને શાંતિથી બરાબર રીતે સમજાવવી. આ પ્રમાણે શાંતિથી તેને સમજાવ્યામાં આવે છે તો તેઓ ફરી ભુલ કરતાંજ નથી. પરંતુ તેના સંબંધીઓ સાળા વાંદરા તેં આમ કેમ કર્યું ' ઇત્યાદિ વચનો દ્વારા બાળકને ઠપકો આપે છે પણ તે ઠપકાની અસર તેને બરાબર લાગતી નથી. માટે તે ઉપાયનો ત્યાગ કરી શાંતિથીજ તેને કહેવું.

બાળકોને તેનાં શુભ કામમાં હમેશાં એના સંબંધી તથા

---

માબાપોએ ઉત્સાહ આપવો જોઈએ. પરંતુ આપણાં હિન્દુ સંસારમાં તો તેને તોડી પાડવામાં આવે છે. માટે એવી ટેવને સુધારવી જોઈએ.

બાળકોને સારાં નીતિ ભક્તિનાં દૃષ્ટાંતોવાળી વાતો તેની માતાએ કહી સંભળાવવી જોઇએ તેમ કરવાથી તેનાં અંતઃકરણમાં નીતિ ભક્તિનાં ઉત્તમ સંસ્કારો દૃઢ થાય છે. અને નાનપણમાં પડેલા આ સંસ્કારો છેવટ સુધી કાયમજ રહે છે.

ઉત્તમ પ્રકારની નિર્દોષ રમત અમુક ટાઈમ સુધી બાળકોને રમવા દેવાં જોઇએ. તેમ કરવાથી તેમનાં મનમાં આનંદ બહુ થાય છે. ફળીયાના છોકરાં સાથે પણ તેને રમવાની છુટ આપવી. કેમકે પરસ્પર છોકરાંઓ મળે છે ત્યારે તેમને એક પ્રકારનો વિલક્ષણ આનંદ થાય છે.

ખુલી હવામાં અમુક સમય ફરવા જવાનો ટાઈમ રાખી તેના માબાપે તેને ફરવા પણ લઇ જવા જોઇએ. બાળકોનો સ્વભાવ બહુ વિલક્ષણ હોય છે અને તેની જીજ્ઞાસા પ્રબળ હોવાથી ઘડી ઘડી તે આપણને સવાલો પૂછે છે. આવા સવાલોથી કંટાળી ન જતાં જે સમાધાન કરવા યોગ્ય જણાય તેનું સમાધાન પણ કરવું જોઇએ.

## પ્રકરણ ૩૩ મું.

### બાળ શિક્ષણ.



બાળક પાંચ વર્ષનું થાય ત્યાર પછી તેને શાળાની કેળવણી આપવાની સરૂ કરવી. પાંચ વર્ષની અંદરના બાળકને કેળવણી લેવા શાળામાં મૂકવાની જરૂર નથી કેમકે તે વખતમાં તેનું મગજ અત્યંત કોમળ હોવાથી વિશ્રાંતિનીજ જરૂર છે.

પૂર્વકાળમાં બાળકોને કેળવણી આપવા ગુરૂને ત્યાં મૂકવામાં આવતાં પરંતુ હવે દરેક ગામમાં સ્કુલો થએલી હોવાથી તેની જરૂરીઆત ઘણે ભાગે ઓછી થઇ ગઇ છે.

કેટલાક મનુષ્યોનો એવો મત છે કે છોકરાનેજ કેળવણી આપવી છોકરીને નહિ પણ આમ મત દર્શાવવામાં તેઓ ભુલજ કરે છે. કેળવણી લેવાનો હક બંનેને સરખો છે. છોકરીને કેળવણી આપતાં તે વંઠી જાય છે એવું કથન સુધારા વિરૂદ્ધના મનુષ્યો કરે છે. પણ આ કથનમાં પણ તેઓની અસત્યતાજ છે. છોકરી કેળવણી લીધાથી વંઠી નથી જતી. જો કેળવણી લીધાથી તેમ થતું હોય તો આજે દરેક સ્ત્રી વંઠી જવી જોઈએ. પણ તેમ બનતું નથી અને તેથી કેળવણીથી વંઠી જવાય છે એવું માનવું એ ખોટું છે. જેમ કાયદો બધાને એક સરખી રીતે લાગુ પડે છે. લીંબડો બધાને એક સરખી રીતે કડવો લાગે છે, ઇંદ્ર વારણાનાં ફળ પણ એક સરખી રીતે કડવા હોય છે. તેમ કેળવણીથી વંઠી જવાતુ હોય તો બધાજ વંઠી જાય એમાં શક નથી.

વર્તમાન કાળની સ્થિતિ જોતાં કેળવણીની જરૂર પ્રજા માત્રને છે. આપણા ઉપર રાજ્ય સત્તા વિદેશી પ્રજાની હોવાથી તે પ્રજાની ભાષાનું જ્ઞાન પણ આપણને હોવું જોઇએ. કેમકે તેની પણ આપણને જરૂર પડે છેજ.

કેળવણી પોતે દોષ પાત્ર નથી. જો તે દોષ પાત્ર હોય તો તેનો નાશજ થયો હોત. કેમકે એવો એક સ્વાભાવિક નિયમ છે કે દોષ પાત્ર વસ્તુ હોય તે લાંબો કાળ સુધી ટકતીજ નથી.

જે મનુષ્યોના સંબંધમાં કેળવણીથી દુષ્પરિણામ આવ્યું હોય છે, તેના સંબંધમાં આપણે ઉંડા ઉતરીને વિચાર કરીએ તો જણાશે કે એવી રીતે દુષ્પરિણામ આવવાનું કારણ નઠારી સંગતિ અને મા બાપ તરફથી ધાર્મિક અને નૈતિક જ્ઞાનના ઉપદેશની ખામી એજ છે. આ એજ કારણને લીધે કેળવણી વસ્તુતઃ દોષ વગરની હોવા છતાં કેટલાક લેખકો અને જુના વિચારના પુરૂષો તરફથી 'પાડાનો રોગ અને પખાલીને ડામ ' એ નીતિ રીતી પ્રમાણે કેળવણીને માથે દોષારોપણ થાય છે. ' આજ કાલનો સુધારો ' વગેરે વાર્તા આ કથનના આક્ષેપ રૂપ છે.

કેળવણી પોતે તો ઉત્તમ છે. અને તેથી કેળવણી લેનાર મનુષ્ય વંઠી જશે એવી ભ્રાંતિ રાખવાનું કાંઈજ પ્રયોજન નથી. વિચાર માત્ર સંગતિ દોષ સંબંધમાં કરવાનો છે. આ સંબંધમાં શિક્ષકોએ તથા તે કેળવણી લેનારના માબાપોએ ઘટતી તપાસ રાખવાની જરૂર છે.

ધર્મ નીતિના સંસ્કારો બાળકના અંતઃકરણમાં મા બાપે શરૂઆતથી તે તે કેળવણી લેતું હોય તે વખત સુધી નાંખ્યા કર્યા હોય છે તો ખરાબ પરિણામ આવતુંજ નથી. જ્યાં પાયો મજબુત છે ત્યાં પછી ઇમારત હચમચી ઉઠવાની શંકાજ શી રીતે થાય !

મૂળ ન હોય ત્યાં સાખાની આશા પણ શી રીતે રાખી શકાય ? તેજ પ્રમાણે કેળવણીની સાથે નૈતિક અને ધાર્મિક જ્ઞાન પણ કેળવણી લેનારને આપવાથી ખરાબ પરિણામ આવતુજ નથી નિર્વિવાદ રીતે હવે. તો સિદ્ધ કરી શકાય છે કે કેળવણીની જરૂર સર્વને જ છે. અને તેથી દરેક કોમમાં ફરજ્યાત કેળવણી અપાવી જોઈએ.

**શિક્ષક કેવો હોવો જોઈએ.**

કેળવણી આપનાર શિક્ષકના સંબંધમાં હવે આપણે કાંઈક વિચાર કરીએ. શિક્ષક ખાસ કરીને અનુભવી બુદ્ધિશાળી અને ધાર્મિક તથા નૈતિક બળ વાળો હોવો જોઈ એ. વળી તેના અંતઃકરણમાં દયાનો ખાસ ગુણ હોવો જોઈએ કેટલાક શિક્ષકોમાં દયાનો અંશ સરખો પણ હોતો નથી, અને તેઓ અત્યંત નિર્દય હોઈ છોકરાંઓને પુષ્કળ મારે છે. પણ આવીરીત સર્વદા ધિક્કારવા યોગ્યજ છે. છોકરાંઓને જે કાંઇ શીખવવુ હોય તે પ્રેમથીજ શીખવવુ જોઇએ. પ્રેમથી શિખવ્યાથી છોકરો જેટલું શિખે છે તેટલું માર માર્યાથી શિખતો નથી એ ચોક્કસ સિદ્ધ થએલું છે.

માબાપે જેમ પોતાના છોકરાની આગળ બહુજ સાવધાનતાથી વર્તવાનું છે, તેમ શિક્ષકે પણ પોતાના વિદ્યાર્થી આગળ તેટલીજ સાવધાનતા રાખી વર્તવાની જરૂર છે. શિક્ષક તે પ્રમાણે વર્તે છે તોજ તેની અસર વિદ્યાર્થી ઉપર થાય છે.

વિદ્યાર્થીને બીડી ન પીવાનો ઉપદેશ કરવો અને પોતે તેના દેખતાં અથવા ગુપ્તપણે બીડી પીવી વિદ્યાર્થીને સાચું બોલવાનો ઉપદેશ કરવો અને પોતે જૂઠું બોલવું, આવી ટેવ આજે ઘણાં શિક્ષકો રાખતા જોવામાં આવે છે પણ તેનું પરિણામ અર્થાત્ તેના બોધની અસર તે વિદ્યાર્થી ઉપર લાગતીજ નથી. આથી શિક્ષકે પણ વિદ્યાર્થીને જેવા કરવા હોય તેવા પોતેજ થવું જોઇએ.

---

## પ્રકરણ ૩૪ મું.

### કેટલીક ઉપયોગી બાબતો.



૧૯૧૧ ના વસ્તી પત્રકના આંકડા પ્રમાણે હિન્દુસ્તાનની વસ્તી ૩૧ કરોડ મનુષ્યની છે. તેમાં અર્ધો ભાગ સ્ત્રીઓનો અને અર્ધો પુરૂષોનો છે. હવે આટલા બધા પુરૂષોમાં લખી વાંચી શકે તેવાં પુરૂષો

**કેળવણીનો પ્રચાર.** ૧૬૯૩૮૦૦૦ છે અને સ્ત્રીઓ ૧૬ લાખ છે. આજ ગણત્રીની બીજી રીતે તુલના કરતાં હજારે ૫૯ માણસો સારૂં લખી વાંચી શકે તેવા છે. ભાગ્યું તુટું વાંચી શકે તેવા મનુષ્યોની સંખ્યા આમાં ઉમેરીએ તો હજારે ૧૦૯ માણસોનું પ્રમાણ આવે છે. ભણેલી સ્ત્રીઓની સંખ્યા દરહજારે ૧૦ જેટલી આવે છે.

કેળવણીની બાબતમાં આ ઉપરથી જાણી શકાય છે કે આપણો દેશ હજી પશ્ચિમના દેશો કરતાં ઘણોજ પાછળ છે. અને તેથી દરેક મનુષ્યનુ એજ કર્તવ્ય છે કે કેળવણીનો જેમ બને તેમ અધિક પ્રચાર કરવો.

* * * *

હિન્દમાં એક વિદ્યાર્થી પાછળ સરેરાશ રૂ. ૧૭૫ નો ખર્ચ થાય છે. તેમાં ૬૮ રૂ. ફી. છોકરાઓ આપે

**કેળવણીનું સરેરાશ ખર્ચ.** છે. અને ૧૦૭ રૂ. સરકાર આપે છે. આ રૂ. સરકાર લો.બો. ફંડ કે જે ગરીબ લોકો પાસેથી જમીન મહેસુલ દ્વારા ઉઘરાવેલુ હોય છે તે-

માંથી આપે છે. અને તેથી એકંદરે લોકોના આભાર તળે પ્રજા આવે છે. તેથી સુધરેલા લોકોએ લોકની કેળવણી માટે સતત પ્રયાસ કરી આ ફરજ બજાવી લેવી જોઇએ.

*       *       *       *

**જર્મનશાળા.** વિદ્યાકલાની બાબતમાં તથા નૂતન શોધોની બાબતમાં આજકાલ જર્મની આગળ પડતો ભાગ લે છે તેનું કારણ તે દેશમાં કેળવણીની અત્યંત વિશાળતા છે તેજછે. મી. બાર્કરનામે એક વિદ્વાન જણાવે છે કે "જર્મનીમાં ૬૦૦૦૦ પ્રાથમિક શાળાઓ છે. તેમાં આશરે દોઢ લાખ શિક્ષક છે. અને લગભગ ૯૦ લાખ વિદ્યાર્થીઓ શીખે છે. ઉદ્યોગ હુન્નર શીખવવાની શાળાઓમાં ૬ હજાર શિક્ષકો છે અને ૮૦૦૦૦ હજાર વિદ્યાર્થીઓ લાભ લે છે. બાર યુનિવર્સિટીઓ છે તેમાં ૪૦૦૦૦ હજાર વિદ્યાર્થીઓ શીખે છે. એકંદરે શિક્ષકોની સંખ્યા ૩ લાખની થવા જાય છે.

જે દેશમાં કેળવણી આટલા વિસ્તારને પામી હોય તે દેશની પ્રજા વિવિધ શોધોથી દુનિયાને આશ્ચર્ય ચકિત કરી નાંખે તેમાં શી નવાઇ !

*       *       *       *

**તન્દુરસ્તી ઉપર ધ્યાન આપવાની જરૂર.** છોકરાંઓને શિક્ષણ આપવું તે વખત તેમની તન્દુરસ્તીનો પણ મુખ્ય વિચાર કરવો જોઇએ. આપણાં દેશના વિદ્યાર્થીની સ્થિતિ જોતાં તેઓની શારીરિક હાલત છેકજ દયાપાત્ર થઇ ગએલી હોય છે. સ્કુલોમાં પણ છોકરાંઓની તન્દુરસ્તી વધારવાને કેટલાક નિયમો–કસરતો વગેરે

સ્થાપવા જોઇએ અખાડાની રમત વગેરેના સાધનોનો પણ વિદ્યાર્થીઓને ખાસ કરીને લાભ આપવો જોઇએ.

*   *   *   *

નાની ઉમરના વિદ્યાર્થીઓને શિક્ષણ ગમતની સાથે મળતું રહે તેમ આપવુ જોઇએ. સ્કુલોમાં પણ બાળકોને આનંદ ઉપજાવે એવી રમતો રમવાને એક અમુક વખત રખાવો જોઇએ. ૧૧ થી ૫ સુધી બાળકોને બકરાંની પેઠે સ્કુલોમાં ગોંધી રાખવાથી તે વધારે ભણતા નથી અને કદાચ ભણે છે તો તે ઉપલકીયા ગોખણ પટ્ટીના જેવુ પોપટીયા જ્ઞાન હોય છે. આ જ્ઞાન સ્થાઈ ટકતું નથી. અને થોડો વખત પણ ભણવામાં આવે પણ તે સચોટ અસર કરે તેવી રીતે ભણાવ્યું હોય તો તેનું પરિણામ બહુજ ઉત્તમ આવે છે.

*   *   *   *

**શિક્ષણ કેવું જોઇએ? મી. રન્સીમેનના વિચારો.**

કેળવણી ખાતાના બોર્ડના પ્રમુખ મી. રન્સીમેને એક વખત પાર્લામેન્ટમાં ભાષણ આપતા જણાવ્યું હતું કે ઇગ્લંડની કેટલીક આમ્યશાળાઓમાં શિક્ષણ આપવા ઉપરાંત વ્યાવહારિક કામનું પણ શિક્ષણ આપવામાં આવે છે. દાખલા તરીકે લાકડાનું કોતરકામ, બાગબાની વ્યાવહારિક ધંધા, ધાતુકામ, કાચકામ વગેરેનું શિક્ષણ અપાય છે. ઇગ્લંડમાં વીશ હજાર તો પ્રાથમીક શાળાઓ છે.

જે દેશમાં શિક્ષણની સાથે આવી રીતે વ્યાવહારિક કામો પણ શીખવાય છે, તે વિદ્યાર્થીને જેમ આપણાં દેશમાં ભણી રહ્યા પછી શું કરીશું તેનો વિચાર કરવો પડે છે તે કરવો પડતો નથી.

*   *   *   *

આપણા શિક્ષણમાં આવી રીતે નવીન સુધારો દિવસે દિવસે વધતો જાય છે અને તે ઇષ્ટ છે. હવે આપણે

**શિક્ષણના મુદ્દા.** આજ વિચાર સંબંધમાં થોડા સક્ષિપ્ત મુદ્દા જણાવીએ. (૧) શિક્ષણ દરેક સ્ત્રી પુરૂષને આપવું જોઇએ. (૨) શિક્ષણમાં વ્યાવહારિક જ્ઞાન, ધાર્મિક જ્ઞાન, અને નૈતિક જ્ઞાનનો પણ સમાવેશ કરવો જોઇએ. (૩) સ્કુલોમાં ભણતાં વિદ્યાર્થીઓ પ્રતિ શિક્ષકોએ પણ યોગ્ય રીતે વર્તવું જોઇએ. (૪) માબાપોએ પણ ઘટતી દેખરેખ રાખવી જોઇએ આટલા મુદ્દા ઉપર ધ્યાન અપાય તો પછી આજે કેટલાક તરફથી કેળવણીને નિંદવામાં આવે છે તે નિંદાય નહી.

* * * *

મહા મૂલ્યવાન અને કિંમતી પદાર્થો વાળું આપણું આ શરીર છે. તેથી તેની યોગ્ય સંભાળ રાખવી એ મનુષ્યમાત્રનું કર્તવ્ય છે. કારણ કે બીજા પદાર્થો પ્રયત્નથી મેળવી શકાય તેવા છે અને આ પ્રયત્નથી પણ મેળવાતુ નથી. અને તેથીજ એની સર્વ રીતે શ્રેષ્ઠતાઈ છે. આ આરોગ્ય સદા કાળ જાળવી રાખવાને શું કરવું તે એક મહાન પ્રશ્ન ઉઠે છે તો તેના જવાબમાં કહેવાય છે કે એ વિષય સંબધી લખાણ કરવા જતાં વિષયાતંર ઘણુંજ થાય તેમ છે તેથી આ સાસારિક પુસ્તકમાં તે સંબંધમાં નહિ લખતાં અમોએ તે સંબંધમાં આરોગ્ય એ નામનું સ્વતંત્ર પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે તે વાંચવા સર્વને ભલામણ કરીછીએ. આજ પુસ્તકના આગળના ભાગમાં આરોગ્યના સંબંધમાં કાંઇક અંશે વિવેચન કર્યું છે પણ તે અપૂર્ણ છે. અને વિષય ઘણો મહત્વનો હોવાથી તેને જુદા પુસ્તકરૂપે

કરવો યોગ્ય ગણ્યો છે.

*   *   *   *

પોતપોતાના ધર્મમાં રહી તેનું પાલન કરવું ગૃહસ્થોને અત્યંત જરૂરનું છે. હિન્દુઓએ ગૃહસ્થાશ્રમમાં રહી પાંચ યજ્ઞ વગેરેની ક્રિયા કરવાની છે. મુસલમાન, પારસી, વગેરે એ પણ પોતાના ધર્મમાં લખ્યા પ્રમાણે કુરાન ભણવું. નીમાજ પઢવી. વગેરે કાર્ય કરવાનાં છે. મતલબ એ છે કે સર્વ વર્ણના ગૃહસ્થોએ પોતાના નૈમિત્તિક કાર્યો કરવામાં તત્પર રહેવાની જરૂર છે.

**એક ખુલાસો.**

આ પુસ્તક એક દેશીય નથી પણ તે તમામ વર્ણના ગૃહસ્થોને માટે સર્વદેશીય બનાવવાનોજ લેખકે પ્રાધાન્ય ઉદ્દેશ રાખેલો છે. અને તેથી તેમાં અત્યાર સુધીના વિચારો ઘણે ભાગે સર્વને એક સરખી રીતે ઉપયોગી થઈ પડે તેવા લખવા પ્રયત્ન કર્યો છે. આમ હોવાથી ગ્રહસ્થોના નિત્ય નૈમિત્તિક કર્મો આ પુસ્તકમાં આપવાની જરૂર છે. પરંતુ મુસલમાન પારસી ઇત્યાદિ ઇતર ગૃહસ્થોના કર્મો કયાં કયાં તેમના ધર્મમાં દર્શાવેલાં છે તેનું લેખકને જ્ઞાન નથી તેથી આ સંબંધી વધુ વિવેચન કરવા જતાં અને હિન્દુઓનાંજ નૈમિત્તિક કર્મોનું વિવેચન કરવા જતાં તે અન્યને નિરૂપયોગી હોવાથી એકદેશીયપણાનો દોષ આ પુસ્તકને લાગુ પડી જાય છે. માટે અત્ર આ સઘળી ક્રિયાઓનું વિવેચન કરવાનુ મોકુફ રાખી સર્વ વર્ણના ગૃહસ્થોએ પોતાના નૈમિત્તિક કર્મોમાં તત્પર રહેવું એવું લખવામાં આવે છે. આ કર્મો કયાં છે તે જાણવાને માટે પોતાના શાસ્ત્રના ગ્રંથો અવલોકવા.

*   *   *   *   *   *   *   *

---

## પ્રકરણ ૩૫ મું.

### વૃદ્ધાવસ્થાનાં કર્તવ્ય.



બ્રહ્મચર્યાશ્રમનું પાલન કર્યાબાદ ગૃહસ્થાશ્રમને સ્વીકારી તેનો ઉપભોગ કરતાં વૃદ્ધાવસ્થા આવે ત્યારે સકળ વ્યવહારથી નિવૃત્ત થઈ પરબ્રહ્મનું ચિંતન કરવું જોઇએ. તથા જેમની ઇચ્છા હોય તેમણે સન્યાસાશ્રમ સ્વીકારવો.

વૃદ્ધાવસ્થામાં શરીરમાં બળની ક્ષીણતા થવા માંડે છે. સ્મરણ-શક્તિનો નાશ થાય છે. શરીર વ્યાધિઓના સપાટામાં ઘડી ઘડી આવી પડે છે. અને આવી અવસ્થામાં એકજ કર્તવ્યની તેમને જરૂર છે. એ અન્ય નહિ પણ પરમાત્માની ભક્તિ કરવારૂપ છે.

આવા પોતાના ઉત્તમ કર્તવ્યને વિસારી દઇ ઘણાં વૃદ્ધો અધિક અધિક જંજાળમાં વિંટળાય છે. જેમ જેમ તેમની અવસ્થા વધતી જાય છે તેમ તેમ તેઓનો મોહ અને લોભ ઘટવાને બદલે અધિક અધિક વધતા જાય છે. શા માટે વૃદ્ધોએ તેને વધારવો જોઇએ ? શામાટે વૃદ્ધોએ શાંત બેસવું ન જોઇએ ? વૃદ્ધો જણાવે છે કે ભાઇ " ઘરની ફીકર અમે ન રાખીએ તો કોણ રાખે " આજ કાલના સુધરેલા છોકરા તો તેની મડમ—અરે બોલતાં ભુલ થઇ તેની બાય-ડીઓનાજ થઈ ગયા છે. ન તેમને ભાન કે સાન, આ કહેવું કેટલાક અંશે વ્યાજબી છે પણ એનાથી એવો અર્થ નીકળી નથી શકતો કે વ્યવહાર ધુરાનું ધુંસરૂ વૃદ્ધોએ પોતાના માથા ઉપરથી દૂર

ન કરવું. અવશ્ય પોતાના પુત્રપુત્રી પ્રતિ આવશ્યક ધ્યાન તેમણે આપવું જોઇએ. પણ વ્યવહારની સઘળી ઉપાધિ પોતાને શીર રાખવી એ તેમના કર્તવ્ય રૂપ નથી.

શાસ્ત્રની આજ્ઞા તો ગૃહસ્થાશ્રમનું પાલન કરી વૃદ્ધ થએલ મનુષ્યને માટે સન્યસ્ત લેવાનીજ છે. નીચેના વિવેચનથી તેની અધિક ખાત્રી થશે.

" ગૃહસ્થને પળીયાં આવે તથા તે પોતાના પુત્ર પરીવારાદિને જુએ ત્યારે સ્ત્રીની ઇચ્છા હોય તો સ્ત્રી સાથે નહિ તો પછી પોતે એકલા વનમાં પ્રવેશ કરવો. અને સન્યાશાશ્રમ સ્વીકારી તેના ધર્મો પાળવા. "[1]

" યથાવિધિ ગૃહસ્થાશ્રમ પાલન કરી રહ્યા પછી તૃતીય આશ્રમનો સ્વીકાર કરવો. વનમાં જવું, ભૂમીપર શયન કરવું, બ્રહ્મચર્ય પાળવું, વનમાં નિપજેલા પવિત્ર ફળ ફળાદિ કંદમૂળ વીગેરે ભક્ષણ કરવા. અગ્નિ હોત્રની ક્રિયાઓ કરવી "[2]

" ગૃહસ્થાશ્રમને અંતે વનમાં જવું. વિધિ પ્રમાણે અગ્નિની સ્થાપના કરીને હોમ કરવા જટા રાખવી અને સન્યાસી થવું "[3]

આ પ્રમાણે બીજા અનેક પુરાણ અને વેદના ગ્રંથોમાં આ બાબત સ્પષ્ટ રીતે વિવેચન આપવામાં આવ્યું છે. અને તે સર્વ.

છે ત્યાં સુધી તેનાથી મનને બહાર લઇ જવાનું મહા કઠીણુ થઇ પડે છે. અને તેટલા માટેજ વનમાં જવાની શાસ્ત્રોએ આજ્ઞા આપી છે.

પોતાના મરણબાદ ઘરનાં યુવકો ગૃહસંસાર કેવી રીતે ચલાવી શકે તેનો અનુભવ વૃદ્ધોએ જીવતાંજ લેવાનો છે. અને આ અનુભવ લેવાને માટે તેમણે તટસ્થ થઇ ઘરની વ્યવસ્થા કેમ ચાલે છે તે જોયા કરવું.

વૃદ્ધોએ યુવકો ઉપર દેખરેખ એવા પ્રકારની રાખવી જોઇએ કે તે અમુક કામ કરે છે તે વિહિત છે કે અવિહિત. કદાચ જો તે અવિહિત કામ કરતો હોય તો તેમાંથી તેને સાવધાન કરવા પ્રિય શબ્દોમાં હિતકર બોધ આપવો. કેમકે આવી વખતમાં જો તેમના તરફથી સખત ઠપકાના રૂપમાં યુવકોને કહેવામાં આવે છે તો તેઓ યુવાવસ્થાના મદને લીધે કેટલીક વખત વૃદ્ધોની સામા થઇ જાય છે. અને પરિણામ ઘણું ખરાબ લાવી મૂકે છે.

આ કામમાં આમ થયું અને આ કામમાં તેમ થયું એમ બોલી વ્યવહારમાં ઘડીઘડી માથું મારવારૂપ કર્તવ્ય વૃદ્ધોએ ન કરવું જોઇએ તેમ કરવાથી પણ કદાચ તેઓ હાલના યુવકોની વસ્તુ સ્થિતિ જોતાં તિરસ્કારને પાત્ર થઇ પડે છે.

વ્યવહારમાં ઘડી ઘડી માથું મારવાથીજ વૃદ્ધો પ્રતિ યુવકો કંટાળી જાય છે. અને પછી ' બેસી રહે ડોસલા ' એવા શુભ નામાભિદ્રાનથી વૃદ્ધોને તેઓ ઉતારી પાડે છે. એ જોઇ કેટલાક જૂના વિચારવાળા મનુષ્યો કહે છે કે આ તો છેકજ ફાટી ગયો પણ વસ્તુતઃ આ તેમનું માનવું ભુલ ભરેલું છે. વૃદ્ધો હાથે કરીનેજ યુવકોનાજ હાથથી તિરસ્કાર પામવારૂપ કર્તવ્યને આદરે છે. પોતાને માટે નિયત

ન કરવું. અવશ્ય પોતાના પુત્રપુત્રા પ્રતિ આવશ્યક ધ્યાન તેમણે આપવુ જોઇએ. પણ વ્યવહારની સઘળી ઉપાધિ પોતાને શીર સ-ખવી એ તેમના કર્તવ્ય રૂપ નથી.

શાસ્ત્રની આજ્ઞા તો ગૃહસ્થાશ્રમનું પાલન કરી વૃદ્ધ થએલ મનુષ્યને માટે સન્યસ્ત લેવાનીજ છે. નીચેના વિવેચનથી તેની અધિક ખાત્રી થશે.

" ગૃહસ્થને પળીયાં આવે તથા તે પોતાના પુત્ર પરીવારાદિને જુએ ત્યારે સ્ત્રીની ઇચ્છા હોય તો સ્ત્રી સાથે નહિ તો પછી પોતે એકલા વનમાં પ્રવેશ કરવો. અને સન્યાશાશ્રમ સ્વીકારી તેના ધર્મો પાળવા. "[1]

" યથાવિધિ ગૃહસ્થાશ્રમ પાલન કરી રહ્યા પછી તૃતીય આશ્ર-મનો સ્વીકાર કરવો. વનમાં જવું, ભૂમીપર શયન કરવું, બ્રહ્મચર્ય પાળવું, વનમાં નિપજેલા પવિત્ર ફળ ફળાદિ કંદમૂળ વીગેરે ભક્ષણ કરવા અગ્નિ હોત્રની ક્રિયાઓ કરવી "[2]

" ગૃહસ્થાશ્રમને અંતે વનમાં જવું, વિધિ પ્રમાણે અગ્નિની સ્થાપના કરીને હોમ કરવા જટા રાખવી અને સન્યાસી થવું "[3]

આ પ્રમાણે બીજા અનેક પુરાણ અને વેદના ગ્રથોમાં આ બાબત સ્પષ્ટ રીતે વિવેચન આપવામાં આવ્યું છે. અને તે સર્વ એકજ અર્થને સૂચવે છે કે વૃદ્ધોએ ગૃહ જંજાળ ન રાખતાં સન્યાસી થવું જોઇએ. અને પોતાના ઉપાસ્યની સેવા ઉત્તરોત્તર અધિક પ્રેમથી કરી પોતા દેહનું સાર્થકય કરવું જોઇએ.

ગૃહની માયા એવી છે કે જ્યાં સુધી ગૃહમાં રહેવામાં આવે

---

૧ લઘુહારિત સ્મૃતિ. ૨ શ્રી સંવર્ત સ્મૃતિ. ૩ શ્રીવશિષ્ઠસંહિતા.

છે ત્યાં સુધી તેનાથી મનને બહાર લઇ જવાનું મહા કઠીણુ થઇ પડે છે. અને તેટલા માટેજ વનમાં જવાની શાસ્ત્રોએ આજ્ઞા આપી છે.

પોતાના મરણુબાદ ઘરનાં યુવકો ગૃહસંસાર કેવી રીતે ચલાવી શકે તેનો અનુભવ વૃદ્ધોએ જીવતાંજ લેવાનો છે. અને આ અનુભવ લેવાને માટે તેમણે તટસ્થ થઇ ઘરની વ્યવસ્થા કેમ ચાલે છે તે જોયા કરવું.

વૃદ્ધોએ યુવકો ઉપર દેખરેખ એવા પ્રકારની રાખવી જોઇએ કે તે અમુક કામ કરે છે તે વિહિત છે કે અવિહિત. કદાચ જો તે અવિહિત કામ કરતો હોય તો તેમાંથી તેને સાવધાન કરવા પ્રિય શબ્દોમાં હિતકર બોધ આપવો. કેમકે આવી વખતમાં જો તેમના તરફથી સખત ઠપકાના રૂપમાં યુવકોને કહેવામાં આવે છે તો તેઓ યુવાવસ્થાના મદને લીધે કેટલીક વખત વૃદ્ધોની સામા થઇ જાય છે. અને પરિણામ ઘણું ખરાબ લાવી મુકે છે.

આ કામમાં આમ થયું અને આ કામમાં તેમ થયું એમ બોલી વ્યવહારમાં ઘડીઘડી માથું મારવારૂપ કર્તવ્ય વૃદ્ધોએ ન કરવું જોઇએ તેમ કરવાથી પણ કદાચ તેઓ હાલના યુવકોની વરતુ સ્થિતિ જોતાં તિરસ્કારને પાત્ર થઇ પડે છે.

વ્યવહારમાં ઘડી ઘડી માથું મારવાથીજ વૃદ્ધો પ્રતિ યુવકો કંટાળી જાય છે. અને પછી ‘ બેસી રહે ડોસલા ’ એવા શુભ નામાભિદ્ગાનથી વૃદ્ધોને તેઓ ઉતારી પાડે છે. એ જોઇ કેટલાક જૂના વિચારવાળા મનુષ્યો કહે છે કે આ તો છેકજ ફાટી ગયો પણુ વસ્તુતઃ આ તેમનું માનવું ભુલ ભરેલું છે. વૃદ્ધો હાથે કરીનેજ યુવકોનાજ હાથથી તિરસ્કાર પામવારૂપ કર્તવ્યને આદરે છે. પોતાને માટે નિયત

કરેલા પાટા છોડીને રેલ્વેટ્રેન વાંકી ચૂંકી ચાલે છે તો તરતજ ઊંધી થઇ જાય છે. તેમ વૃદ્ધો પણ પોતાના કર્તવ્યને છોડીને આવું વ્યવહાર ધુરામાં પેસવાનું પગલું ભરે છે તો તેઓ પણ તિરસ્કારને પાત્ર થાય એમાં કાંઇ નવાઈ નથી. આ પ્રમાણે હોવાથી હે વૃદ્ધ મનુષ્યો ! તમારી સઘળી ગ્રહ જંજાળ છોડી દો, મોહમાયાને દેશવટો આપો જો તમારાથી તેમ બની શકાતું ન હોય તો ઘર છોડીને વનમાં જાઓ. હવે તમારી ઉત્તરાવસ્થા આવી છે માટે તમારા આ માનવદેહનું હરિના સ્મરણ વડે સાર્થક્ય કરો. એ અંતિમ શુભેચ્છા સહ જયજય. ઇતિ ૐ શાંતિ.

---

## પરમાત્મા સર્વના સહાયક હો. अस्तु.

**સમાપ્ત.**

## प्रकरण ३० मांना सिद्धांतो.

~ गृहस्थ स्त्री पुरुषोनी महान जवाबदारी बाळकने उत्पन्न करवा संबंधनी छे. बाळकने केवी रीते उछेरवुं तथा केवी रीते केळवीने उत्तम बनाववुं ते संबंधी ज्ञान प्राप्त कर्या पछीज बाळकना मातापिता थवुं योग्य छे.

## प्रकरण ३१ मांना सिद्धांतो.

गर्भवंती स्त्रीए बेसी न रहेतां शरीरने योग्य कसरत मळे तेवां कामो करवां चित्त प्रसन्नतामां राखवुं सुवावडखानामां स्वच्छता राखवी.

## प्रकरण ३२ मांना सिद्धांतो.

बाळकोने जेवां करवां होय तेवां करवानुं मावापोना हाथमां छे तेथी पोतानाज वर्तनथी बाळकने एवी सरस असर करवी के ते सद्गुणी थाय.

## प्रकरण ३३ मांना सिद्धांतो.

शिक्षण आपवामां आवे तेनी साथे धार्मिक अने नैतिक शिक्षण तेना वडीलोए बाळकोने आपवुं तथा बाळक उध्धत

थइ न जाय ते अर्थे तेना उपर घटती देखरेख राखवी शिस-
कोप पण विद्यार्थी आगळ सावधानताथी वर्तवुं.

## प्रकरण ३४ मांना सिद्धांतो.

आ प्रकरणना प्रकीर्ण विचारो बधाज सिद्धांत रूप छे.

## प्रकरण ३५ मांना सिद्धांतो.

वृद्ध मनुष्योनुं एक हरिनी भक्ति करवारुप मुख्य कर्तव्य छे. अने ते कर्तव्य तेमणे सघळा प्रकारनी मायानो त्याग करीने पाळवुं जोइए अने आ देहमांज कृतकृत्य बनवुं जोइए.



# ચંદ્રપ્રકાશ ઓફીસ સુરત તરફથી પ્રકટ થએલાં પુસ્તકોનું સૂચીપત્ર.

પ્રભુશંકર નરભેરામ વ્યાસ તંત્રી ચંદ્રપ્રકાશ તરફથી લખાયલાં પુસ્તકો.

ટુંક વખતમાં લોકપ્રિયતા પામેલું પુસ્તક.

# પ્રાણાયામ ભાગ ૧ લો.

આ પુસ્તક પ્રાણાયામ સંબંધી સઘળી માહિતી આપે છે. સરળમાં સરળ અને એક ન્હાનું બાળક પણ સમજી શકે તેવી તેની સહેલી ભાષાછે અને તેથીજ તે ટુંક વખતમાં સર્વે સ્થળે લોકપ્રિયતાને પામ્યું છે. યોગવિદ્યા, પ્રાણાયામ એ શું છે તથા તેને કરવાથી શા લાભ પ્રાપ્ત થાયછે. પ્રાણ અને જીવનનાં સંબંધ, પ્રાણાયામ સબંધી આપણા ઋષિ મુનિઓ અને પશ્ચિમના વિદ્વાનોના અભિપ્રાયો, પ્રાણુ સંબંધી અધિક માહિતી. પ્રાણાયામ કોનાથી થઈ શકે છે. સ્ત્રીઓને તે કરવાનો અધિકાર છે કે નહિ. પ્રાણાયામનું પ્રથમ અંગ પ્રાણાયામથી જીવનને શી રીતે વધારવું તથા થએલા વ્યાધિને શી રીતે મટાડવા. આસન યથાર્થ શ્વસન ક્રિયા શરીરમાં રહેલા સાત ચક્રો, લોમવિલોમ પ્રાણાયામ, મુખ્ય આઠ પ્રાણાયામ, અને તે કેવી રીતે કરવા. વીગેરે બીજી સેંકડો ઉપયોગની બાબતોનો તેમાં સમાવેશ કર્યો છે.

લગભગ અઢીસેં પૃષ્ઠના ચિત્રવાળા આ પુસ્તકની કીંમત માત્ર આના આઠ તેનો સર્વ કોઈ એક સરખી રીતે લાભ લઇ શકે તે અર્થેજ રાખવામાં આવીછે. પોષ્ટેજ આનો એક જુદું.

# પ્રાણાયામ ભાગ ૨ જો.

પ્રાણાયામ સંબંધી બાકી રહેલી બાબતોને આ પુસ્તકમાં વિસ્તારથી વર્ણવી છે. હાલ તે છપાયછે. કીંમત વગેરે પુસ્તક બહાર પડયેથી નક્કી થશે. અગાઉથી થનાર ગ્રાહકો પાસે દરપ્રતે ચાર આના કમી લેવાશે. માટે નામ નોંધાવો.

# કાવ્ય કુસુમ.

જ્ઞાન, તત્વવિચાર, અનુભવ તથા ભક્તિરસથી સંપૂર્ણ ભરેલાં ઉત્તમોત્તમ પદ્યોનો સંગ્રહ આપુસ્તકમાં આપવામાં આવ્યો છે. વળી આધુનીક નાટકોનાં પ્રસિદ્ધ ગાયનોના રાહમાં તે બનાવેલાં છે. નાટકના વિલાસપ્રીય શૃંગારી ગાયનો ગાવાથી જ્યારે નઠારી અસર થવાનો પ્રસંગ આવેછે, ત્યારે આ પુસ્તકમાં આવેલ પદ્યને ગાવાથી વૃત્તિ શાંતિ સરિતમાં ઝબકોલાઈ રહે છે. ઉછરતા યુવકોના હાથમાં મૂકવા લાયક આ પુસ્તક સર્વ રીતે શ્રેષ્ઠછે. કેમકે તેમાં આવેલા પદ્યોને શાંતિપૂર્વક ગાવાથી મનના સઘળા વિકારી અને પ્રતિકૂળ ભાવો સમી જાયછે. પુસ્તકને બ્હારથી તેમજ અંદરથી સુંદર રીતે છપાવી શોભામાં ખાસ વૃદ્ધિ કરી છે. મૂલ્ય આના આઠ પોષ્ટેજ ૦-૧-૦.

# આરોગ્ય.

આરોગ્ય સંબંધી સઘળી માહિતી આપનાર હાલમાંજ પ્રકટ થયલું નવીન પુસ્તક, તેમાં આરોગ્ય રહેવાના ઉપાયો, વ્યાધિઓને મટાડવાના ઔષધો, માત્રાઓ, ગોળીઓ, વ્યાધિનું સ્વરૂપ, કુદરતી ઉપાયોથી વ્યાધિ શી રીતે મટાડી શકાય, ઘરગથ્થુ દવાઓ, સરળ કસરતો વગેરે બાબતોને સમાવી છે. છેલ્લામાં છેલ્લી શોધ અનુસાર વ્યાધિ મટાડવાના અને નવજીવન પ્રાપ્ત કરવાના સર્વેથી બની શકે તેવા ઉપચારોનું વર્ણન આ પુસ્તકમાં અતિ વિસ્તારથી કરેલું છે. દરેક કુટુંબમાં રાખવા લાયક આ સચિત્ર પુસ્તકની કીંમત ફક્ત આના દશ રાખવામાં આવી છે, પોસ્ટેજ ૦-૧-૬ જુદું.

ચંદ્રપ્રકાશ ઓફીસ, સુરત.

# સદ્‌બોધ સ્તવન માળા.

આ લઘુ પુસ્તકમાં અમારા તરફથી પ્રસિદ્ધ થતાં ચંદ્રપ્રકાશ માસિક પત્રના અંકોમાં પ્રસિદ્ધ થઇ ગએલાં જ્ઞાન, તત્વવિચાર, અનુભવ વૈરાગ્ય આદિ વિષયો ઉપર લખાયલા લોકપ્રિય પદ્યોમાંથી ખાસ ચુંટી કાઢેલાં પદ્યોનો સમાવેસ કર્યો છે. મૂલ્ય આના બે પોસ્ટેજ ૦—૦—૬

---

# મૂલ્યવાન રત્નો.

વિપત્તિ અથવા બીજાજ કોઈ એવા કારણથી મનુષ્ય જ્યારે નિરાશાના સમુદ્રમાં ડુબકાં ખાય છે ત્યારે તે વખતમાં તેવા મનુષ્યોને ઉત્સાહ આપનાર અને જીવનની મહત્તા સમજાવનાર આ લઘુ પુસ્તક એક નાવ સમાન છે. ગમે તેવી ઉદાસીનતામાં પણ તે પ્રસન્ન રહેવાનું શિખવે છે. મૂલ્ય અર્ધો આનો. પોસ્ટેજ અર્ધો આનો. સામટી રૂપૈયા એકની ચાળીશ.

---

# વિજયી કોણ થાય છે.

વિજયની વ્યાખ્યા દર્શાવનાર હમેંશા ફ્રેમમાં જડાવી પોતાની પાસે રાખવા લાયક સુંદર ત્રણ રંગમાં છપાયલો ગ્લેઝડ કાર્ડ.

આ કાર્ડમાં લખેલ ટુંકા નિયમ પ્રમાણે વર્તનાર મનુષ્ય જેમ બેને બેનો સરવાળો ચાર થયા શિવાય રહેતો નથી. તેમ તે વિજયી થિયયા વાય રહેતોજ નથી. મૂલ્ય નવપાઈ પોસ્ટેજ છપાઈ.

ચંદ્રપ્રકાશ ઓફીસ સુરત.

---

# સંસાર દર્પણ.

સ્વ૦ બાબુ રમેશચંદ્ર દત્તની સર્વોત્તમ, સંસારનું આબેહુબ ચિત્ર દર્શાવનારી, પ્રેમ, સ્વદેશભક્તિના ઉત્તમ આદર્શવાળી પ્રગતિના વિવિધ વિચારોથી ભરપૂર નવલકથા, "સમાજ" નો ગુજરાતી અનુવાદ, વિદ્વાન, સુધારકો સર્વને વિચારવા યોગ્ય સાદી પણ જુસ્સાદાર ભાષા. **અનુવાદક—નર્મદાશંકર બાળાશંકર** ( પાગલ હરનાથ ઇ.ના અનુવાદક ) ઉંચા કાગળ, સુંદર છપાઇ પાકું પૂઠું, સોનેરી નામ મૂલ્ય રૂા. ૧)

**સ્વાર્થ. અને પરમાર્થ.**

# અધ્યાત્મિક માર્ગપ્રકાશ.

## રચનાર શ્રીયુત મધુવચરામ બળવચરામ હોરા.

### પેનશનર સબજડજ સુરત.

## પ્રકાશક ચંદ્રપ્રકાશ ઓફીસ ભાગાતળાવ સુરત.

આ એક અધ્યાત્મવિદ્યાના અભ્યાસીઓને સીધો અને સરળ રસ્તો બતાવનાર પુસ્તક છે. વળી આ પુસ્તકની ઉપજ ખર્ચ જતાં બાકી વધે તે સુરત પાસે આવેલા અડાજણ ગામના હાટકેશ્વર મહાદેવના દેવાલયની મરામતના ખર્ચમાં જવાની છે. અને તેથી સર્વ ધર્મ પ્રેમી સજ્જનને તે ઉત્તેજનને પાત્ર છે. મૂલ્ય આના આઠ. પોસ્ટેજ ૦—૧—૦.

---

# ગુજરાતી ભાષામાં સરળ રીતે લખાતું સચિત્ર માસિક.

# ચંદ્રપ્રકાશ.



---

# નાટકો.

સુપ્રસિદ્ધ ગોરખી આર્યસુબોધ નાટક મંડળી તરફથી ભજવાતા દરેક નાટકની ભાષણ સહિતની ચોપડી તથા ઓપેરા અમારે ત્યાંથી મળી શકશે.

આ શિવાય બીજા કોઇપણ નાટકનું પુસ્તક મળી શકશે.

## ચંદ્રપ્રકાશ ઓફીસ ભાગાતળાવ સુરત.

ચંદ્રપ્રકાશ ઓફીસમાં વેચાતી અન્ય વસ્તુઓની સંક્ષિપ્ત નોંધ
બલ બુદ્ધિ આરોગ્ય આપનાર તદ્દન વનસ્પતિમાંથી બનાવેલું

## કેશરી જીવન.

આ સ્વાદીષ્ટ ચાટણના સેવનથી આરોગ્ય સદાકાલ ટકી રહે છે. સુકન્યાના પતિચ્યવન ઋષિએ આના સેવનથી પોતાની યુવાવસ્થા પુનઃ પ્રાપ્ત કરી હતી. તે તદ્દન વનસ્પતિમાંથી બનાવેલું નિર્ભય ઔષધ છે. સર્વ ઋતુમાં એક સરખું માફક આવે છે. સર્વ મનુષ્યોને ખાવા લાયક છે. એના સેવનથી પુરૂષોના ધાતુ સંબંધીના તમામ રોગો અને સ્ત્રીઓનાં ગર્ભાશય સંબંધીના રોગોનો નાશ થાય છે. અને ખરૂં પુરૂષત્વ પ્રાપ્ત થાય છે વધુ માટે હેન્ડબીલ મંગાવો મૂલ્ય અર્ધા રતલના ડબ્બાનું રૂ. એક અને એક રતલના રૂા પોણા બે.

ચંદ્રપ્રકાશ ઓફીસ સુરત.

# પેથોફોન કોરોનેશન મશીન.

આ મશીન અવાજમાં મધુર છે. વળી તેને ભુંગળાની કડાકુટ નથી. ઉપરથી તે સાધારણ રીતે ડીસપેચબોક્ષના જેવું સુંદર લાગેછે. કીંમત રૂપીઆ ૬૦.

આ સીવાય અમારે ત્યાં વીલેફોન મસીન, ગ્રામોફોન, ઝોનોફોન, રામાગ્રાફ વીગેરેના રેકાર્ડો–પીનો–વીગેરે ખાસ કીફાયત ભાવથી મળે છે. લીસ્ટ મંગાવો.

---

# પાણીમાં બોળીને લખવાની વોટરપેન.

કીંમત ૭ આના આ પેનમાં સાહી પૂરવાની જરૂર પડતી નથી. વળી તે બગડતી નથી. માત્ર પાણીમાં બોળીને લખવાથી સુંદર રીતે લખી શકાય છે. બીજી પેનસીલો સુંદર સુસોભીત ચાર જાતની છે. અને દરેકના બે આના પ્રમાણે મળે છે.

---

# પરચુરણ માલ.

અમારે ત્યાં દરેક જાતનો હોજીયરી મોજા ગંજીફ્રાક, રેશમી તથા ઇમીટેશન રૂમાલ, સ્ટેશનરી, પરફ્યુમરી વીગેરે સામન ઘણુજ કીફાયત ભાવથી મળી શકે છે.

ચંદ્રપ્રકાશ ઓફીસ, સુરત.

---

# મુડદાંઓને જીવતાં કરવાની દવા.

જે લેકો બચપણમાં નાદાનીથી પોતાના કઉવતનો નાશ કરે એટલે, કુટેવ અથવા બીજા ખોટા કરમોની પોતાના ગુપ્ત ભાગની નસોને કમજોર કરી નાખી છે તેને માટે અમોએ ઘણી મહેનત અને કોશેશથી એક લેપ તઇયાર કર્યો છે. જેની કીંમત મહેનત અને ફાયદાના પ્રમાણમાં રૂ૦ ૨૫ રાખીએ તોપણ વાપરનાર તો સસ્તીજ સમજે પણ ગરીબ અને અમીર સરખો લાભ લઇ શકે કેટલાજ માટે ફક્ત રૂ૦ ૧-૦-૦ કીંમત રાખી છે. ફક્ત એકજ શીશી વાપરવાથી સઘળી નસો મજબુત થઇ જાય છે અને ગયલી શક્તી પાછી આવી મળે છે. હવે આવીજ અમે ગોળી કરી છ તે ગોળીઓ વીર્યને ઘટ કરે છે, યાદ શક્તીને તેજ કરે છે,ખોરાકને હજમ કરે છે, પેટના ફીરઓનો નાશ કરે છે. કમરના દુખાવાને મટાડે છે, ચેહરાના ફીકા પડેલા રંગને ગુલાબી બનાવી દે છે. આ ગોળીઓમાં કાંઇપણ રસાયન નાંખી નથી. ચમતકારોની વાપરવાથીજ ખાત્રી થશે એકવાર મંગાવો અને ખાત્રી કરો કીંમત ફક્ત૧-૦-૦ પાંચ રૂપીઆનીદવા મંગાવનારને બે શીશીઓ મફત મોકલવામાં આવશે.

નોટ—આફ્રીકાના ઘરાકોએ દવાની કીંમત ઉપરાંત પારસલ ખરચ માટે રૂ૦ ૦-૧૪-૦ ચઉદ આના વધુ મોકલવા પૈસા પોસ્ટલ ઓરડરથી મોકલવા.

મળવાનું ઠેકાણું. એમ. ઇ. હકીમ સીધપુર નોર્થ ગુજરાત.

# સંજીવનામૃત ગોળીઓ.

સંજીવનામૃત ગોળીઓ; ભવ જીન સેવ સદાય,
સંસારી સુખ ભોગવવા, અમુલ્ય એહ ઉપાય.

મનુષ્ય માત્રના જીવનનો આધાર જન્મથી જીંદગી પર્યંત ધાતુ (વીર્ય)જ છે. તે જ્યારે કોઇ પણ કારણથી પાતળું અથવા ક્ષીણ થાય છે ત્યારે કળતર થવી, અંગનું થાકી જવું, મગજનું ખાલી પડવુ, ચેહેરાનું ફીકુ પડીજવું, કમરનુ દુખવુ, હાથપગની કળતર, એવેની વીગેરે અનેક રોગો ઉત્પન્ન થાય છે. તે વીર્ય વીકારનાં સઘળા દરદોનો નાશ કરી લોહી અને વિર્યને વધારી જ્ઞાન તતુઓને સનેજ અને મજબુત બનાવી, સ્વપ્નામાં કે પેશાબમાં તેમજ ગમે તે આડે માર્ગેજતી ધાતને બંધકરી ખરૂ અને કાયમનું પુરૂષત્વ આ ગોળીઓથી. પ્રાપ્ત થાય છે.

કિંમતગોળી ૪૦ ની ડબી ૧ નો રૂા. ૧. એક.

ગુપ્ત ભાગની નસોની નબળાઇ મટાડવા માટે તનુપ્રદિપ્ત તૈલ. કિમત તોલા ૧ ની સીસીનો રૂ. ૧. એક.

મફત. અમુલ્ય ભેટ. તદન મફત.

## વૈદ્ય સંજીવનામૃત સરોજ.

આ નામનું સર્વ લોકોઉપયોગી પુસ્તક એક પોસ્ટ કાર્ડપર પોતાનું નામ ઠામ લખી મોકલનારને મફત મોકલવામાં આવશે.

શાસ્રસિદ્ધ ભસ્મો માત્રાઓ વીગેરે દરેક દવાઓ કીફાયતે મળશે. બહાર ગામ માટે એજન્ટો જોઇએ છીએ.

વૈદ્ય શા. શીવજી જેઠાભાઇ.
પ્રો૦ સંજીવનામૃત ઔષધાલય.
હેડ ઓફીસ—માંડવી બંદર-કચ્છ.

# મુખ્ય મુખ્ય ભૂલોનું શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ. | પંક્તિ. | શુદ્ધ. | અશુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૬ | રહ્યુ છે. | રહ્યું છે |
| ૨ | ૭ | આપણુ | આપણો. |
| ૨ | ૯ | રીતે સમજે છે. | રીને જે સમજે છે |
| ૨ | ૨૦ | કહેવાય | કહેવાયા |
| ૫ | ૫ | પ્રગાત | પ્રગતિ |
| ૬ | ૧૩ | યાનજ | ધ્યાનજ |
| ૧૪ | ૧૫ | દેવ | દૈવ |
| ૧૪ | ૨૧ | આપેન | આવેલું |
| ૧૫ | ૩ | ટાળવા પછી તે | ટાળવા તે |
| ૧૫ | ૧૫ | પતિ | પ્રતિ |
| ૧૮ | ૧૦ | થયા છે | થયા છીએ |
| ૨૪ | ૨૩ | હ્રિક્કાર | ધિક્કાર |
| ૨૬ | ૨૪ | અસર કોરક | અસરકારક |
| ૨૭ | ૧૪ | વર્ષની | વર્ષની |
| ૨૮ | ૩ | પરમ કૃપાળુ | પરમકૃપાળુ |
| ૨૮ | ૧૧ | सपारिषत्क्को | संपारिषत्को |
| ૨૮ | ૧૨ | आत्मान्न | आत्मानं |
| ૨૮ | ૧૪ | ०प | एव |
| ૨૮ | ૧૪ | मनुष्यष्या | मनुष्या |
| ૨૯ | ૧૯ | અવનાતના | અવનતિના |
| ૨૯ | ૨૪ | દંપતિ | દંપતી |

| પૃષ્ઠ | પંક્તિ. | શુદ્ધ. | અશુદ્ધ. |
|---|---|---|---|
| ૩૧ | ૧૪ | અવાકય | આ વાકય' |
| ૩૧ | ૧૪ | આ કર્યું | કર્યું |
| ૩૨ | ૫ | શોર્ટ સાઇટ | શોર્ટ સાઇટિ |
| ૩૪ | ૫ | पण्णु | पण्ण |
| ૩૪ | ૬ | વિશ્વભર | વિશ્વભમર |
| ૩૫ | ૮ | पडक्रतुभ्यो | पडऋतुभ्यो |
| ૩૫ | ૮ | सखे सप्त पदाभव विष्णुस्त्या नय तु | सखे सप्त पदाभव सा मामनुव्रताभव विष्णुस्त्वा नय तु |
| ૩૬ | ૧૬ | એટલો | એટલે |
| ૩૭ | ૧૩ | પતીના | પતિના |
| ૩૯ | ૧૩ | સુધરવાનો | સુધારવાનો |
| ૩૯ | ૧૮ | ધામે ધીમે | ધીમે ધીમે |
| ૪૦ | ૧ | હદય | હૃદય |
| ૪૦ | ૧૨ | એવી દર્શનની | એવી દોષ દર્શનની |
| ૪૧ | ૫ | ભર્યું અવનવું | ભર્યું કંઇ અવનવું |
| ૪૩ | ૧૪ | પાત્ન | પત્નિ |
| ૪૩ | ૨૪ | વિંના | વિના |
| ૪૫ | ૯ | તવ વિવાહીત દંપતિએ | નવ વિવાહીત દંપતીએ. |
| ૪૫ | ૨૨ | प्राणेस्त | प्राणस्ते |
| ૪૬ | ૧ | ·मास्थिमिर स्थिानि | अस्थिमिरस्थीनि |

| પૃષ્ઠ. | પંક્તિ. | શુદ્ધ. | અશુદ્ધ. |
|---|---|---|---|
| ૪૬ | ૩ | मांसे मासानि | मांसे मासीनि |
| ૪૬ | ૧૭ | મન્ત્રો | મંત્રો |
| ૪૭ | ૧ | પૂર્ણમાની | પૂર્ણિમાની |
| ૪૭ | ૧૨ | यमपत्यामिति | यमपत्यमिती |
| ૪૮ | ૫ | નખેછે | નાંખેછે |
| ૪૮ | ૧૬ | ઉપાસના સિદ્ધ કરી શકેછે | ઉપાસના ઓ સિદ્ધ કરી શકેછે. |
| ૫૦ | ૧૬ | શત્રું | શત્રુ |
| ૫૧ | ૩ | પોતાનિ | પોતાની |
| ૫૨ | ૭ | प्रेत्यच | प्रेत्यच |
| ૫૭ | ૨૨ | ઊભો | ઉભો |
| ૫૮ | ૨ | ઉદ્ઘોષ | ઉદ્ઘોષ |
| ૬૩ | ૧૬ | પુરૂષનું અંતઃકરણ મજબુત હોયછે. | ( બેવાર છપાયુંછે તેથી કાઢી નાંખવું ) |
| ૬૪ | ૧૦ | स्यान | स्थान |
| ૬૭ | ૧૩ | વિાવધ | વિવિધ |
| ૭૧ | ૧૮ | પ્રિયા | ત્રિયા |
| ૭૪ | ૧૭ | કર્મફલદાતા સતા | કર્મફલદાતા સત્તા |
| ૭૫ | ૭ | પરમાત્માની સસ્તા | પરમાત્માની સત્તા |
| ૮૦ | ૧૯ | પોતૂાના | પોતાના |
| ૮૫ | ૩ | છાપે | છાપ |
| ૮૭ | ૧૦ | તરતજ- પ્રેમપૂર્વક | તરતજ તેમને પ્રેમપૂર્વક |

| પૃષ્ઠ. | પંક્તિ. | શુદ્ધ. | અશુદ્ધ. |
|---|---|---|---|
| ૮૯ | ૯ | કરનારો હોયછે. | કરનારનો દેષ હોયછે |
| ૯૯ | ૫ | એ સબંધી | એ સંબંધી. |
| ૧૦૦ | ૨૦ | મલ્ય | મૂલ્ય |
| ૧૦૧ | ૧૭ | આ હોવાથી | આમ હોવાથી |
| ૧૦૨ | ૧૫ | નિભય | નિર્ભય |
| ૧૦૩ | ૫ | અનિયમીત | અનિયમિત |
| ૧૦૩ | ૧૫ | હોત સૂર્ય | હોત તો સૂર્ય |
| ૧૦૩ | ૨૩ | ઘડે | ઘડો |
| ૧૦૪ | ૧ | નિયમિતતા પણ બહુજ | નિયમિતતા બહુજ |
| ૧૦૪ | ૯ | તેને તેને નહિમળે | તેને તે નહિમળે. |
| ૧૦૫ | ૮ | નિયમીત | નિયમિત |
| ૧૦૭ | ૧૧ | ગણી વખત | ઘણો વખત |
| ૧૧૧ | ૧૪ | વધામણાં પૂર્વેક | વધામણાં પૂર્વક |
| ૧૧૧ | ૨૪ | ભાજન | ભોજન |
| ૪૧૨ | ૨૪ | પાત | પતિ |
| ૧૧૪ | ૧૬ | પતિવ્રત્તા | પતિવ્રતા; |
| ૧૧૬ | ૬ | ઇન્દ્રિ જીવનનું | ઇન્દ્રિગના જીવનનું |
| ૧૧૭ | ૭ | અ પ્રકરણમાં | આ પ્રકરણમાં |
| ૧૨૩ | ૨૩ | પાત | પતિ |
| ૧૨૮ | ૧૫ | પ્રસગેં | પ્રસંગે |
| ૧૩૨ | ૨૦ | मभुपागते | नमुपागते |
| ૧૩૨ | ૨૦ | वन्द्रापणं | तद्धापणे |

| પૃષ્ઠ. | પંક્તિ. | શુદ્ધ | અશુદ્ધ. |
|---|---|---|---|
| ૧૩૪ | ૨ | અને મનથી | અને મનથી |
| ૧૩૮ | ૩ | वन्ध्या | वन्ध्या |
| ૧૪૦ | ૧૫ | જમવાનુ કરવાનું | જમવા કરવાનું |
| ૧૪૨ | ૨ | હેનનો બોલ | બ્હેનનો બોલ |
| ૧૪૫ | ૧૭ | આણેશીનું તાણશે | આણેલુ નહિ તાણશે |
| ૧૪૭ | ૭ | પેંતના | પોતાના |
| ૧૪૮ | ૨૪ | મોહિનીની | મોહિનીને |
| ૧૪૯ | ૬ | એટલ | એટલે |
| ૧૪૯ | ૨૩ | પત્નીનના | પત્નીના |
| ૧૪૯ | ૨૩ | એટણે | એટલે |
| ૧૫૨ | ૧ | માટો | મ્હોટો |
| ૧૫૨ | ૧ | ।પતાજી | પિતાજી |
| ૧૫૧ | ૮ | મોહિનીની | મોહિનીને |
| ૧૫૨ | ૧૩ | એમ કહીએ તોપણ ચાલે | એમ કહીએ તે વધારે ઠીક પડશે |
| ૧૫૩ | ૧૦ | આદર્શ રૂપ અને | આદર્શરૂપ છે અને |
| ૧૫૫ | ૧૨ | દુ ભુખ્યીછુ | હું ભુખ્યીછુ |
| ૧૫૮ | ૧૩ | હવે તે તો પરમેશ્વર | હવે તો પરમેશ્વર |
| ૧૫૯ | ૧૦ | કરનાર આપણેજ | કરનાર આપણેજ છીએ. |
| ૧૬૦ | ૧૦ | તારા પ્રતિકૂળ કરવા માટે | તારા પ્રતિકૂળ સબંધીને અનુકૂળ કરવા માટે |

| પૃષ્ઠ. | પંક્તિ. | શુદ્ધ. | અશુદ્ધ. |
|---|---|---|---|
| ૧૬૧ | ૮ | શાંતિ ન કરતાં | શાંતિથી નકરતાં |
| ૧૬૨ | ૧૭ | તેમ દુધ બંધાઇ | તેમાં દુધ બંધાઇ |
| ૧૬૪ | ૨ | ન્યારા જેમરે | ન્યારા નેમરે |
| ૧૬૫ | ૧૪ | ફળ મળ્યું | ફળ ન મળ્યું |
| ૧૬૭ | ૧૧ | નામ તો તે | નામ તો તેં |
| ૧૭૦ | ૬ | છોકરીનો | છોકરી એ |
| ૨૭૬ | ૧૬ | જ્ઞલ | જ્ઞાન |
| ૧૮૦ | ૬ | ત્યાંરે | ત્યારે |
| ૧૮૦ | ૯ | ખરેખરી | ખરેખર |
| ૧૮૩ | ૧૮ | કેમ અક્કલવાળા | કેમ અક્કલવાળો |
| ૧૮૪ | ૧૭ | રાજેશ્રી નાયકરાવ | રાજેશ્રી ર્વનાયક |
| ૧૯૧ | ૩ | પત્નિને | પત્નીને |
| ૨૦૧ | ૭ | સગાંતે | સંગતિ |
| ૨૦૩ | ૧૬ | જતિ | જતી |
| ૨૦૭ | ૧૦ | ગૃહસ્થામ | ગૃહસ્થાશ્રમ |
| ૨૦૮ | ૯ | પ્રતિના | પતિના |
| ૨૦૯ | ૬ | પુસ્તકોમાં | પુસ્તકમાં |
| ૨૧૦ | ૫ | શબ્દનો સમાવેશ | શબ્દનો જે સ-માવેશ |
| ૨૧૦ | ૫ | જે તે જેમ | તે જેમ |
| ૨૧૧ | ૨૩ | નવ સહિતા | નવ સહિતા |
| ૨૭ | ૭ | પત્નિ | પત્ની |
| ૨૭ | ૧૮ | ન પ્રપદ્યામિ | નપ્રણસ્યામિ |
| ૨૮ | ૧ | પત્નીનું | પત્નીની |

| પૃષ્ઠ. | પંક્તિ. | શુદ્ધ. | અશુદ્ધ. |
|---|---|---|---|
| ૨૨૮ | ૧૨ | પત્નીભૂલ | પત્નીની ભૂલ |
| ૨૩૨ | ૬ | વ્યાયામની | વ્યાયામને |
| ૨૩૩ | ૩ | ધનવાન | ધનવાન્ |
| ૨૩૯ | ૧૪ | દીલગીરી | દીકરી |
| ૨૪૯ | ૬ | સીવાય | શિવાય |
| ૨૪૦ | ૧૭ | સિવાય | તેમજ |
| ૨૪૧ | ૧૨ | પોતાના | પોતાનું |
| ૨૪૩ | ૯ | સ્ત્રી જીવનના | સ્ત્રીના જીવનના |
| ૨૪૪ | ૭ | આમ | તેમ |
| ૨૪૪ | ૧૫ | તેડર | તે ડર |
| ૨૪૮ | ૧૪ | રહીશું | રહી શું |
| ૨૫૦ | ૮ | પોલીસમ | પોલીસમાં |
| ૨૫૫ | ૧૨ | માલિક શેઠ | માલિક શેઠે |
| ૨૫૬ | ૬ | દ્રષ્ટાંતથી જાણ્યું | દ્રષ્ટાંતથી આપણે જાણ્યું |
| ૨૫૭ | ૧૪ | સોર્ટ સાઇટ | શોર્ટ સાઇટ. |
| ૨૫૭ | ૧૫ | પાલવા બન્દરપર | એપોલો બન્દરપર |
| ૨૫૭ | ૧૬ | અધુર કેળવણી ના | અધુરી કેળવણીના |
| ૨૫૮ | ૨૪ | અડલે | અડકો |
| ૫૯ | ૩ | વૃધિ | વૃદ્ધિ |
| ૫૯ | ૧૬ | ઉતરાજી | ઈતરાજી |
| ૬૧ | ૨૧ | માયાળુ | માયાળુ |
| ૬૫ | ૧૬ | ઘત્તન | ઘર્તન |
| ૬૭ | ૧ | સહેલા | સહેલો |
| ૬૮ | ૫ | યયો | યયો |
| ૭૦ | ૧૯ | યર્થાર્થ | યથાર્થ |

| પૃષ્ઠ. | પંક્તિ. | શુદ્ધ. | અશુદ્ધ. |
|---|---|---|---|
| ૨૭૪ | ૧૨ | થવાની | કરવાની |
| ૨૮૬ | ૧૧ | નીતિ રીત | નીતિ રીતિ |
| ૨૮૭ | ૧૪ | વિધ્યાભ્યાસ | વિદ્યાભ્યાસ |
| ૨૯૬ | ૫ | આખુ | આખું |
| ૩૦૩ | ૪ | કીમતી | કિંમતી |
| ૪૦૪ | ૧૨ | દંપતીએ એ | દંપતીએ |
| ૩૦૬ | ૫ | છોકરાંઓનો | છોકરાંઓને |
| ૩૦૭ | ૨ | મધછે | મેધછે. |
| ૩૦૭ | ૮ | ।વચાર | વિચાર |
| ૩૯૮ | ૧૨ | અકરમાંત | અકરમાત |
| ૩૧૨ | ૪ | ગૃહમાં એવા અનેક | ગૃહમાં અનેક |
| ૩૧૨ | ૧૦ | વગરનો | વગર |
| ૩૧૮ | ૧૦ | ઉત્તરમેં। | ઉત્તરમાં |
| ૩૧૯ | ૯ | તેવા | તેવા |
| ૩૨૨ | ૧ | જોઇએ | જોઈએ |
| ૩૨૫ | ૧૦ | એ | કે |
| ૩૨૭ | ૨૦ | જવાનો જવાનો | જવાનો |
| ૩૩૨ | ૭ | ધવડાવવુ | ધવડાવવું |
| ૩૩૩ | ૧૦ | ધર્મ સકળ | ધર્મના સરળ |
| ૩૩૪ | ૧૦ | કાકણની | ડાકણની |
| ૩૩૬ | ૧૫ | ધડી | ધડી |
| ૩૩૮ | ૯ | ઉડા | ઉંડા |
| ૩:૮ | ૧૪ | નીતિ રીતી | નીતિ રીતિ |
| ૩૪૩ | ૨૦ | કરી છીએ | કરીએ છીએ |
| ૩૪૫ | ૮ | વ્યાધએઓના | વ્યાધિઓના |
| ૩૪૭ | ૧૯ | નામાભિદ્દાનથી | નામાભિધાનથી |